શાસ્ત્રાધાર તમો કહ્યું નાથ, અર્જુન થા કર કૃતિ સારી;
તદપિ બગડી મેં બરદ સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી. ૪

નિ:સાધન ઉદ્ધાર નામ, સત્ય કરવાં સાધન ત્યજીયાં;
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મેં ભજીયાં; ૫

જ્ઞાનશૂન્યનું ગ્રહણ જ કરવા, વિઠ્ઠલ નામ ધર્યું છે;
જ્ઞાનશૂન્ય તે માટે થયો છું, રૂચતું રાજ કર્યું છે. ૬

વિમુખ અધમ પામે જ અધોગતિ ઘટે ન સન્મુખ જનને;
સન્મુખ અધમ અધોગતિ થાતાં, બટ્ટો શ્રીમુખવચનને, ૭

દુષ્ટ ઠરી પ્રભુ ગમતું કર્યું મેં, રાખ્યો મારો ધર્મ;
દયો બૂડતાં ધર્મ બૂડશે, સમજી લેજો મર્મ. ૮

## પદ ૫૩ મું.

## રાગ ભૈરવ.

રટને કૃષ્ણનામ બહુ સુખકારી રે;
પરમ આનંદરૂપ અઘ દુ:ખહારી રે. ટેક.

મોટા મોટા સુરમુનિ, લોભી રહ્યા જેમાં રે;
તે તે સહુ સાધન, આવી ગયાં એમાં રે. ૧

સકલ ધર્મ હરિનામ કેરો અંશ રે;
એથી ના પ્રવર કોઇ વેદમાં પ્રશંસ રે. ૨

અવળું હશે તે પણ, સવળું થઇ જાશે રે;
પ્રભુજી પ્રસન્ન એથી થોડામાં થાશે રે; ૩

આલસ મા કર ધર દૃઢ વિશ્વાસ રે;
કાયર મા થા તારી પૂરશે એ આશ રે.

કોટિ ચિંતામણિ વારૂં, એવું એ છે નામ રે;
દયા જેણે જપ્યું તે તે થયા પૂરણ કામ રે. ૫

## પદ ૫૬ મું.

# मारवाडी भाषा.

### રાગ સોહિણી.

થેં કોણ મંત્ર સાધ્યો રાધા પ્યારીજી.
દેવારાં દેવપેં તું સેવા કરાવત, ઇસો કોણ દેવ થે આરાધ્યો ? ૧
સિંધુસુતાકો મિલત ન મંત્ર એ કોણ ગુરૂસુ થાને લાધ્યો ?
દયારો પ્રીતમ પ્યારો અજીત થેં જીત્યો રંગ છે જી સબંધ થે બાંધ્યો. ૨

### રાગ સોહિણી.

થારો નેણારો પાણીડો માંને લાગડો રે,
કાંઇ કરે ? ઓખધ લઇ બચારો, થારા બિરહરો લાગ્યો માંને ડાગડોરે. ૧
કલ ન પરત પલ જીય માંકો તલસે, ઇસો પીડ થારો અનુરાગડોરે;
દયારા પ્રીતમ થેં જીવાવો તો જીવાં, કે થાંકે હાથ માંકો તાગડો રે. ૨

## પદ ૫૭ મું.

# आशीर्वाद.

### વ્રજ ભાષા.

ચિરંજીયો, સુખી રહો, તુમ સકલ હરિજન;
આનંદ મંગલ અખંડ, હરિમેં રહો તુમ મન. ૧
ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રીવ્રજેશ;
ગુરુ ભગવદીય ભાવ સદા, દુઃખ કદા ન લેશ. ૨
કર્મ કાલ માયા ભય; જન્મ મરણ જાઓ;
શુભ મતિ રહો સતત, મન કુપથ કબુ ન ધાઓ. ૩
સદ્‌ગુણ સત્સંગ, સદા રહો પૂરન કામ;
યેહી આશિષ દેત, સદા દાસ **દયારામ.** ૪

| પત્ર. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૫૮ | ૨૪ | મલંગ–વાંદરા | મલંગ–અઘોરી[1] |
| ,, | ૨૫ | કાંપે | કાપે |
| ૨૬૬ | ૯ | અધમ | અધમ અધમ |
| ૨૭૩ | ૨ | પ્રકાશે | ભરાશે |
| ૨૭૫ | ૧૨ | જાળ | જાય |
| ૨૭૬ | ૧ | સહુજે આત્મશાંત | જોને આત્મસાત્ |
| ૨૮૧ | ૨૩ | નિર્જન | નિર્જ્જન |
| ૨૮૩ | ૫ | હોય | હો |
| ,, | ૯ | સુમન | શુભ ન |
| ,, | ,, | નકો | કો |
| ૨૮૬ | ૮ | સરખું | સર્વં તત્ર |
| ,, | ૧૦ | કીર્તર્ન | કીર્તને |
| ૨૮૭ | ૨૧ | વાતો | તે તો |

૧. આ લોકો દુકાને દુકાને ભટકે છે અને શરીરમાંથી લોહી કાઢે છે.

૨૮૮ પાના ઉપર પાંચમી લાઇન પછી નીચેની કડીઓ રહી ગઈ છે.

"તદપિ છાની છરી રાખી વિશ્વાસવણ,
વચન પાળ્યું પ્રભુ દોષનાશ;
ઇશ્વરની અકળગતિ જાણી મહેતો ડગ્યા,
સાસરે જાઓ પુત્રી શું બોલ્યાં"

# श्रीदयारामकृत काव्यमणिमाला भा. १ ला माटे मळेला अभिप्रायो.

શ્રીનાથદ્વારાધીશ ગોસ્વામીશ્રી ૧૦૮ તિલકાયિત શ્રીગોવર્દ્ધન-લાલજી મહારાજની આજ્ઞાથી વિદ્યાવિભાગના અગ્રેસર પંડિત લખે છે કે;—

" पुष्टिमार्गीय सुप्रसिद्ध भक्त कवि श्रीदयारामभाईके काव्य ओर जीवनचरित्र तुम छपाओगे ताकी अर्पणपत्रिका के पत्र तुमने अर्पण किये, सो श्रीमानने सादर किये हे । ओर उनके सद्‌ग्रन्थनकुं तुम छपायो चाहो हो, सो प्रशंसनीय हे। तुम एसे काव्यकुं प्रसिद्ध करवेमें तनमनधनको विनियोग करो हो, सो तुम्हारो प्रयत्न धन्यवादके पात्र हे। सुज्ञ वैष्णवजन तुम्हारे परिश्रमकुं सफल करो । "

શ્રીકાંકરોલીનરેશ ગોસ્વામીશ્રી ૧૦૮ તિલકાયિત તૃતીય પીઠાધીશ્વર શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ લખે છે કે:-

भक्त कवि दयारामजीकी कविता प्रेमभक्ति संवलित—सरस—ओर प्रामाणिक होयवेसुं प्रशंसनीय हे । वाकुं छपवायके प्रसिद्ध करवेके तुमारो विचार श्लाघनीय हे । "

રા. રા. સાક્ષર શ્રીયુત કેશવલાલભાઇ હર્ષદરાય ધ્રુવ લખે છે કે—આ સંગ્રહમાં જે જે કાવ્યો સમાવ્યાં છે તે બધાંએ પહેલવહેલાં જ પ્રસિદ્ધ થાય છે. તે પૈકી સંપ્રદાયસાર અને ક્લેશકુઠાર પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો સમજવાને અને વિચારવાને બહુ ઉપયોગી છે. સંગ્રહ ઉત્તેજનને યોગ્ય છે.

રા. રા. સાક્ષર શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી લખે છે કે—કવિવર દયારામનાં અપ્રસિદ્ધ કાવ્યો ટિપ્પણ સાથે શુદ્ધ છપાય તે સર્વથા આશ્રયને ઉત્તેજનને પાત્ર છે. ગ્રન્થકારને ઉત્તેજન મળશે તો આ ગ્રન્થની બીજી આવૃત્તિ તેમજ અન્ય અપ્રસિદ્ધ ગ્રન્થો વધારે કાળજીથી ને શુદ્ધ મૂળ તથા ટિપ્પણ સાથે છાપશે એવી આશા રહે છે.